हरि ॐ तत्सत्

# પ્રકાશક-પંચોતરી

અથવા

# આપણી ઉન્નતિ કેમ થાય?

કર્ત્તા.

કડાનજી ઘેલાભાઈ શુકલ

વળા—નિવાસી.

કિંમત રૂા. ૦—૧—૦

હરિ ૐ તત્સત

# પ્રકાશ-પંચોતરી

અથવા

## આપણી ઉન્નતિ કેમ થાય?

---


રચી છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

કહાનજી ધુલીભાઇ શુકલ.

વળા-નિવાસી.

માસ્તર-ગુજરાતી સ્કુલ-કોચીન



આવૃત્તિ ૧ લી પ્રત ૩૦૦

સને ૧૯૧૫. સવંત ૧૯૭૧.

કિંમત ૦-૧-૦ એક આનો.

हरि ॐ तत्सत्

# પ્રકાશ-પંચોતરી

અથવા

## આપણી ઉન્નતિ કેમ થાય?

( દોહરો. )

યશ મસ સરસ સુવર્ણ મય,
હતો હિંદ વિખ્યાત,
તે અતિ નિર્બળ આજ છે,
ભાળો ભારત ભ્રાત ૧

કારણ મશોધન કરો,
દેવ પુત્ર ફરિયાદ,
થયુ આપણી ભૂલથી,
શર નર સો સાદ ૨

ભૂજગી છંદ

ઉઘાડી જુઓ આખ ઓ ! આર્ય બધુ,
બધા ખોળવા ડોળવા દોષ સિંધુ,
અસતોષ સામે ઉભો છે સદાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ! ૩

હતા પૂર્વના રીત રીવાજ કેવા ?
બહુ બુદ્ધિશાળી વળી વીર તેવા,
ન તેમાનુ કાઇ ભૂમિમાં ભળાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૪

પિતા ભાગ્યશાળી હતા પૂર્ણ જેના,
ભિખારી થઇને ભમે પુત્ર તેના;
વધારે કયુ વારતા શું કથાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૫

ધરામા ગયો છે બધો ધર્મ બેશી,
ગયુ કર્મ ગગા કિનારે પ્રવેશી;
ગઇ શર્મ વિદ્યુત ઊડી ત્વરાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૬

જમાનો ફરી હાય ! કેવો ગયો છે,
બધે ભ્રષ્ટતાનો વધારો થયો છે,
નથી જાતીનો ભેદ રાખ્યો જરાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૭

ફુલાઇ ગયા ફેશનોમા તણાઇ,
થતા બૂટ સ્ટોકિગ સાથે સગાઈ,
ધરી ચશ્મ ચશ્મા વડાઇ કનાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૮

બની કોટ ઝાકીટ ને પાટલૂને,
ઉઘાડે શીરે કઇને વીંટી ઊને,
તજી લાજને દપતિ સાથ જાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૯

પિતા માતની પૂર્ણ મર્યાદ મેલી,
મજા મારતા રમ્ય આનદ રે'લી;
ભુલી ભાન જાતી તણુ માન હાયે !
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૧૦

ફરે ફાકડા મિત્રની સાથ ટાળી,
દિધુ બાપના નામને આમ ખોળી,

ખુશીમાં પડે તેવી ટેવો રખાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૧૧

વળ્યો આમ ગોટો બધી વાત માંહી,
કરે વેશ તેવા ન છે ભેદ કાંહી;
ન આથી હશે કોણ કેવો કળાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૧૨

થતાં બેલ બુઢ્ઢા વધે છે બગાઓ,
વધ્યાં તેમ વ્યસનો જુદી જાતનાઓ;
વળી હોટલોમા વશીને ખવાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ! ૧૩

બહુ જોરથી કાચનું બૂચ્ચ તાણી,
પિતા બાટલીના મજેદાર પાણી;
વિચારે નથી આવતો ઉર કાંએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૧૪

થયુ આમ ખાખા વીખી ભાર્ત આખુ,
ભવિષ્યે થશે હાય ! મુખે શુ ભાખુ;
ન વિદ્યા કળા હુન્નરોમા વધાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૧૫

જુઓ આપણી રીત કેવા શીંવાજે,
ઉગીને ઉભો થાય છે બાળ તાજે,
કરી લગ્ન તેનાં વધે ઉચ્ચતાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૧૬

નહિ લેશ વિદ્યા ભલી તો ભણાવી,
નહિ આશ્રમોની રીતી ને જણાવી,
નહિ ધર્મ અધ્યાસ દીધો કદાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૧૭

પ્રજા થાય નિર્માલ્ય તેમા નવાઇ ?
જુઓ જાય છે લોહ કાટે ખવાઇ.
થતા એમ આયુષ્ય એળે ગુમાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૧૮

તને છે ન તાકાદ કે યાદ શક્તી,
કરી શુ શકે બાળ એ દેશ ભક્તી,
કિડા રૂપ જીન્દગી ગણીને ગળાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૧૯

બીજાના ભરૂસે રહે નિત્ય બેશી !
બની આળસુ ને નિરૂદ્યોગ વેશી,
પિતા પુત્રીના દામથી અન્ન ખાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૨૦

વ્યભિચાર વાટે જવા પૂર્ણ પ્રિતી,
વળી દુર્મતિ ને દુરાચાર રીતી,
નહિ વર્ત્તનો આપણા સુધરાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૨૧

સ્વજાતી સગાં ઝેર જેવા દિસે છે,
જનો પારકા જાણિ પ્રેમે હસે છે;
અરે ! એ રીતી વ્યાજબી શુ ગણાયે ?
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૨૨

હિતેચ્છુ હશે તેજ સાચું કહેશે,
કડુ અંતરે તે કદાપી ન લેશે,
મીઠી વાણીએ મોત હાથે મગાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૨૩

નથી જાણતાં ઓસડો માત આપે,
બીજા તો બધા બ્હારથી છે કલાપે;
દુખેલા અરે! આમ અજ્ઞાનતાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૨૪

દુઃખી લોકની દાદ લેવા કરે છે,
પરંતુ સ્વબંધુ ભિખારી ફરે છે,
નહિ તેમની તો બને શ્લેષ સ્હાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૨૫

બહુ લાગતા બ્હારના લોક વ્હાલાં,
થવા શ્રેષ્ટ માણે મજા ઠેઠ ઠાલા,
કુટુંબી જનો સાથ કલેશે કપાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૨૬

જુઓ નાટકો ચેટકો રંગ રાતે,
કરે ભોગ ક્રિડા બહુ ભાત ભાતે,
કરી કામ કુડા ન કોથી લજાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૨૭

જીવે જક્ત આખુ જુઓ જે વડેથી,
મજાનો ખરો જેષ્ટ આધાર જેથી,
મરે તે ભૂખે અન્યને છે પીંડાએ?
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૨૮

કૃષીકાર ખેતી કરે ને મરે છે,
નહિ ઠામ લેવા વિસામો કરે છે,
બિજા સર્વને મોજ ખાસી મરાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૨૯

કરે વેઠ તે પેટ માટે વિચારો,
નહિ અન્ય માટે તમે એમ ધારો;

બળે આગ પાદે, ગિરી શ્રૃંગ ધાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ! ૩૦

જમાવી જુની ઝુપડી સર્વે પેલો,
કરે તિર્થ એવો હશે કોણ ઘેલો,
કરી કર્જ બાવા બનો છો વરાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૩૧

જુઓ ધર્મના મૂળ ઉડા ગયાં છે,
હવે ધર્મ નામે ધતિગો રહ્યા છે,
લહી જાય લાખો છતા ના ભળાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૩૨

દયાળુ બનીને દયા રાખતા જો,
મરે કેમ ભૂખે બિચારાં સગા તો,
કુટુંબી જુઓ કષ્ટ સાખી રિબાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૩૩

ઘરે છોકરા ચાટતા હોય ઘંટી,
લહી જાય આવો સવાશેર બંટી,
બળી આપની યોગ્ય ઉદારતા એ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૩૪

ખરો ધર્મ સાચો દયાનો વિસારી,
જતા દોડિ આડા પથે પ્રેમ ધારી,
ખરા કર્મમા ખાસ કાડી મુકાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૩૫

જુઓ ધર્મ અભ્યાસ હોયે કરેલો,
તદા જાણજે કાયદો શુ ધડેલો,
વૃથા વાદ વીવાદ માહે તણાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૩૬

નથી બાળ મંદિરની લેશ લેતા,
કુટુંબી અને જ્ઞાતિનું કાંઈ કે'તા;
ખરૂં દાન છે તે નહિ પારખાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૩૭

બને એટલું તે પછી બ્હાર આવો,
ભલે દામ ગામોન્નતિમાં ઉડાવો;
વિના વ્યર્થ વારી વલોવાય હાયે!
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૩૮

કરો પુન્ય દાનો બહુ પ્રેમ આણી,
બધા એક માબાપના પુત્ર જાણી,
છતા વર્ણનો ભેદ જો ના રખાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૩૯

નહિ જ્યા સુધી દુષ્ટ આવા રીવાજો,
જતા સાભળ્યા વિશ્વમાંથી અવાજો,
નહિ જ્યાં સુધી દ્વેષ કે ક્લેશ જાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૪૦

નહિ જ્યા સુધી ભાવ અદ્વૈત રાખી,
કરો એક્યતાનો વધારો સુભાખી,
નહિ સ્નેહથી સાકલો સ્નેહતાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૪૧

નહિ જ્યા સુધી બાળ લગ્નો કજોડા,
નહિ જ્યા સુધી વિક્રયો થાય થોડા,
નહિ જ્યા સુધી શૈલ ટોચે જવાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૪૨

નહિ જ્યાં સુધી નેક ને ટેક રાખી,
નહિ જ્યાં સુધી સત્યમા દ્રષ્ટિ નાખી,
નહિ જ્યાં સુધી આત્મને ઓળખાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૪૩

નહિ જ્યા સુધી સર્વથી સપ રાખ્યો,
નહિ જ્યા સુધી શાતિનો સ્વાદ ચાખ્યો,
નહિ જ્યા સુધી શુદ્ધ વૃત્તિ રખાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૪૪

નહિ જ્યા સુધી ધૈર્યતા અગ ધારી,
નહિ જ્યાં સુધી શૌર્યતા હાય ! સારી,
નહિ ચર્ણથી ક્રુરતા ને દબાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૪૫

દયા દિનતા કે નથી દાન વૃત્તી,
નહિ જ્યા સુધી શ્રેષ્ઠ સાધી નીવૃત્તી,
સદાચારનો રે' ન પાયો નખાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૪૬

નહિ જ્યા સુધી નાશ પામી કુબુદ્ધી,
નહિ જ્યા સુધી ધર્મ ઉદ્યોગ શુદ્ધી,
નહિ જ્યા સુધી વિર્ય તેજે વધાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૪૭

નહિ જ્યા સુધી ચિત્તને સ્થીર કીધુ,
નહિ જ્યા સુધી જ્ઞાનનુ દાન લીધુ,
નહિ જ્યા સુધી કાર્ય સારા કરાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૪૮

નહિ આપનુ શ્રેય કીધુ બીજાનુ,
મનાયે નહિ જ્યા સુધી ધર્મ બ્હાનુ;
સુસગે નહીં જ્યાંસુધી રે ચઢાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૪૯

નહિ જ્યા સુધી ઝેર ને વેર નાઠાં.
પ્રપચો, થતા કર્મ રોકાય માઠા,
નહિ જ્યાં સુધી પાય ન્યાયે ભરાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૫૦

મળે જાતિ તો અન્ય જાતિન શોધે,
અદેખાઇથી છે ભરેલા સક્રોધે,
ઘડીમા મળે ને ઘડીમા રીસાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૫૧

સગાઇ સબધી તણી સ્વાર્થ સુધી,
દયા છે ન લેશે બહુ ટુક બુદ્ધી,
કરે નિત્ય નિદા રમે છે દગાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૫૨

જુઓ જાગીને વીર ઉધુ વળે છે,
બધે કલેશની એશ હોળી બળે છે,
નથી સપ તો જપ ક્યાથી કરાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે! ૫૩

મુખે મિષ્ટતા ને વસે પેટ પાળી,
બીજાનુ બગાડે ભલુ આપ ભાળી,
અહો! આમશુ રામ રીઝે ખરાએ?
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૫૪

જ વાસો પડે અન્યને જોઈ તાજા;
બળે છે બહુ રંક કે હોય રાજા,
નથી સાંકૃ વૃતિ વિચારો જરાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૫૫

ગયું આપણું આમ સૌ નુર નાશી,
રહ્યા છેવટે છેક મોઢુ વિકાશી,
તથાપી ન કકાસને રે! તજાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૫૬

ભણીને નથી બાળકોને ભણાવ્યા,
ન ઉદ્યોગ કે હુન્નરોમા ચઢાવ્યા,
નથી ધર્મ શાસ્ત્રો પઢાવ્યાં કદાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૫૭

અધુરા રહી આપણે સર્વ વાને,
વિસારી દીધો પૂર્વનો પથ જાતે,
પ્રપચો વડે પેટ પાપી ભરાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૫૮

ઉજાળ્યુ જુઓ આપણે આજ કેવુ?
વળી બાળકો શીખશે જોઇ તેવું,
વિચારો નરો લેશ બુદ્ધિ પ્રભાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૫૯

કરી ચોરી જારી ચતુરાઈ દાખે,
જુગારે રમે ને ઘણો દભ રાખે;
જુઠું બોલવુ ચાલવું જુઠ હાથે!
કહો આપણી ઉન્નતિ કેમ થાયે? ૬૦

ભલે રાજ અંગ્રેજનું આવવાથી,
હજારો હણ્યા દુઃખ મીઠી દવાથી;
સુધારો થતા એ નહીં સુધરાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૬૧

નિશાળો રૂડી સર્વ સ્થાને સ્થપાવી,
છતા શું શકો ? ! ન વિદ્યા અપાવી;
અહા ! ભુલ કેવી ન ધ્યાને ધરાએ,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૬૨

હજારો કર્યા હુન્નરો આપ માટે,
શીખો શીખવો લેખ માંડયા લલાટે,
તથાપી ન લેવાય કોઇ ઉપાયે,
કહો આપણી ઉન્નતિ કેમ થાયે ? ૬૩

ઉઠો વીર જાગો હવે આખ ખોલી,
ગઇ જીભ થાકી હવે બોલ બોલી,
રૂડા ઉદ્યમે સ્વાર્થ નિત્યે સધાયે,
તદા આપણી ઉન્નતિ તૂર્ત થાયે. ૬૪

ભલા ભાવથી બાળકોને ભણાવો,
સુવિદ્યા તણા મૂળ તત્વો જણાવો,
સદા બ્રહ્મચર્યં તનુજો પળાએ,
તદા આપણી ઉન્નતિ તૂર્ત થાયે. ૬૫

વળી સત્યતા ને સદાચાર સારો,
જણાવો રૂડા ધર્મ કેરા વિચારો,
બનાવો વિવેકી પળે પથ ન્યાયે,
તદા આપણી ઉન્નતિ તૂર્ત થાયે. ૬૬

બનાવો નહિ બાયલા આમ બેશી,
સુસંગી બનાવો સુજ્ઞાને પ્રવેશી;
નવા હુન્નરો નિત્ય જો શીખવાયે,
તદા આપણી ઉન્નતિ તૂર્ત થાયે ૬૭

અતિ જાય ઇર્ષા થતા દુર્વિચારો,
વળી જાય અન્યાય ને દુષ્ટ ધારો,
કુસપો તણા ખાસ મુળો ખણાયે,
તદા આપણી ઉન્નતિ તૂર્ત થાયે ૬૮

કદી થાય લક્ષ્મી તણો જો વધારો,
સદા વાપરો યોગ્ય સ્થાને સુધારો,
રૂડા કર્મથી કિર્તિ સ્થભો રચાયે,
તદા આપણી ઉન્નતિ તૂર્ત થાયે. ૬૯

દયા ધર્મ આચારને અગ ધારી,
કરો ત્રપ હર્ષે જનો હીતકારી
કુટેવો તણા મૂળ બાળી નખાયે,
તદા આપણી ઉન્નતિ તૂર્ત થાયે ૭૦

નહિ કલેશ કે દ્વેષનુ નામ જાણો,
સુસપે વશીને મજા પૂર્ણ માણો,
કદી ભિન્નતામા ન જેથી વસાએ,
તદા આપણી ઉન્નનિ તૂર્ત થાયે. ૭૧

કળા શીખિને શીખવો ; અન્યને જો,
સુધારો થશે ઐક્યતા રાખશો તો,
હજારો જનોની થતા આમ સ્હાયે,
તદા આપણી ઉન્નતિ તૂર્ત થાયે. ૭૨

કુસપે જુઓ મૂળ ઉંડા ઉતાર્યા,
સુધારો થતાં હાલ થોડાં નિવાર્યાં;
વધારે સુધારો થતા સૌ હણ્યાએ,
તદા આપણી ઉન્નતિ તૂર્ત થાયે. ૭૩

વિશે વર્ણવી વાતમા દ્રષ્ટિ રાખો,
રૂડા ઉદ્યમોનાં ફળો મિષ્ટ ચાખો,
યશોગાન સૌ હિંદના 'કા-ન' ગાયે,
તદા આપણી ઉન્નતિ તૂર્ત થાયે. ૭૪

દોહરો.

કળા અને કોવિદતા,
ધારો ભારત વીર,
ઉદય વખત તો આવશે,
હશે મપર્જ શીર

સંપૂર્ણ

તા. ૫—૫—૧૯૧૫. કર્ત્તા.

માસ્તર કહાનજી ઘેલાભાઈ શુકલ.
વળા—નિવાસી.

